# કાયદો.

લેખકઃ—

તનસુખલાલ ઉત્તમરામ ચપટવાલા.

બી. એ. એલ એલ. બી.

૮૧૯૦

# અર્પણ પત્રિકા.



જો કે આ લઘુ ગ્રંથને
અર્પણ પત્રિકાની
જરૂર નથી
પરંતુ
એક
યાદગીરી ખાતર
મારા પરમપૂજ્ય પિતાશ્રી
કે જેની તન, મન, અને ધનની સહાયતાથી
જે કાંઈ હું
શરીરમાં, બુદ્ધિમાં તેમજ
સદ્‌ગુણમાં હોઉં અને
જેમનો હું મહાન્ આભારી છું
તેમને
આદરપૂર્વક
આ પુસ્તક
અર્પણ
કરૂં
છું.

લિ. આપનો ચિરંઋણી

**તનસુખલાલ**

# પ્રસ્તાવના.



ન્યાતના કાયદા સંબંધી પુસ્તક ગુજરાતીમાં લખાય તો ઘણી ઘણી ન્યાતોને બહુજ ઉપયોગી થઈ પડે એવી આશા ન્યાતિના કારભારીઓ રાખે એ સ્વાભાવિક છે. કાયદાઓના અજાણપણાને લઇને કોર્ટમાં કામો જતાં થયાં છે, અને તેથી પૈસા તથા વખતનો નાહક ભોગ અપાય છે. તે અટકાવી ન્યાતો અંદરનું સ્વરાજ્ય જાળવી રાખે અને સરકારી અદાલતને વચ્ચે વચ્ચે પડવાની ફરજ નહિ પડે તે ઇચ્છિવા જેવું છે. ઉપરનો હેતુ સિદ્ધ કરવા માટે પ્રસ્તુત પુસ્તકની યોજના કરવામાં આવી છે.

આ ચોપડી ન્યાતો સંબંધી કેટલાક ખુલાસા આપી ઇચ્છવા જેવા પ્રસંગો આણુવા મદદરૂપ થઈ પડશે એમાં લેશ પણ શંકા નથી. આ લઘુ ગ્રંથ શબ્દે શબ્દનો તરજુમો નથી તેમ એ મૂળ ગ્રંથ નથી, પરંતુ જે ચોપડીનો ઉપયોગ વકીલ મંડળમાં કરવામાં આવે છે તેનો ટુંક અને ઉપયોગી સાર છે.

## આભાર દર્શન.

આ પુસ્તક રા. રા. નયનસુખલાલ હરિલાલ પંડયા એમ. એ. એલએલ. બી. સોલીસીટરના અંગ્રેજીમાં લખાયલા The Law of Castes ના પુસ્તકમાંથી ઉતારી તૈયાર કરવામાં આવ્યું છે. રા. રા. નયનસુખલાલની એ કામ માટે રજા માગતાં તેઓશ્રીએ પોતાની ઉદારવૃત્તિ બતાવી બીલકુલ આનાકાની વગર રજા આપી છે તે માટે તેઓનો અત્રે જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

લિ૦

**તનસુખલાલ ઉત્તમરામ ચપટવાળા.**

# ન્યાતનો કાયદો ભાગ ૧ લો.

## ન્યાત સંબંધી સામાન્ય વિચાર.

### પ્રકરણ પહેલું.

મહાજન

મહાજન શબ્દ સંસ્કૃત છે, મહા+જન=મોટા માણસો એ શબ્દનો ઉપયોગ અગાઉ વણિક જ્ઞાતિના જુદા જુદા વિભાગોના પ્રતિનિધિથી બનેલા સમુહને માટે કરવામાં આવતો હતો. મહાજનના પ્રતિનિધિઓ સમસ્ત વણિક કોમને લગતા કજીઆનો ફેંસલો કરે છે, જો કોઈ વિભક્ત ન્યાત નાની હોય તો તેમાંનો એક પ્રતિનિધિ મહાજનમાં આવે છે અને જો કોઇ વિભક્ત ન્યાત મોટી હોય તો એક કરતાં વધારે પ્રતિનિધિઓ મહાજનમાં આવે છે, દરેક વિભક્ત ન્યાતના શેઠને મહાજનમાં બેસવાનો તેમજ અભિપ્રાય આપવાનો હક્ક છે. જો પ્રતિષ્ઠિત ગૃહસ્થોની અમુક સંખ્યા થઈ માગણી કરે તો મહાજનનો મુખી મહાજન ભેગું કરે છે. અગાઉ અભક્ષ્ય ખોરાકના વપરાશને લીધે તેમજ અન્ય કોમની સાથે કન્યા વ્યવહાર રાખવાને લીધે ઉત્પન્ન થતી તકરારો મહાજન સાંભળતું હતું. જેમ ન્યાતના શેઠની પદવી વંશ પરંપરાની નથી તેમ મહાજનના શેઠની પદવી પણ વંશ પરંપરાની નથી. જો કે પ્રત્યેક ન્યાતને પોતાની ન્યાતના શેઠને પદભ્રષ્ટ કરવાની સત્તા છે પરંતુ મહાજનના શેઠને તો જુદીજ રીતે પદભ્રષ્ટ કરી શકાય છે. મહાજન શેઠ પોતાની ન્યાતમાં શેઠ તરીકે કાયમ રહે કે નહિ તો પણ તે એકવાર મહાજન શેઠ નીમાયા પછી જ્યાં સુધી સમસ્ત વિભક્ત ન્યાતના પ્રતિનિધિથી બનેલો સમુહ તેને મહાજન શેઠની પદવી પરથી દૂર કરતો નથી ત્યાં સુધી તે કાયમ રહે છે.

કેટલીક ન્યાતમાં મહાજન શબ્દનો ઉપયોગ વિભક્ત ન્યાતના પ્રતિનિધિથી બનેલા સમુહને માટે ન થતાં સમસ્ત કોમના જન સમુહ માટે થતો હોય એમ માલમ પડે છે. ઘણી ન્યાતમાં વિભક્ત ન્યાતો ધર્મ સિદ્ધાંતમાં, તેમજ

વ્યાવહારિક રીતોના પ્રસંગમાં, એક બીજાથી જુદી પડતી હોય છે અને એક બીજા વચ્ચે કાંઈપણ સંબંધ ન હોય એમ દેખાય છે. તેથી તેનો કારભાર ચલાવવાને જુદા શેઠો નીમેલા હોય છે. એવી ન્યાતમાં જો મહાજન જેવી સંસ્થા હોય છે તો તે ફક્ત નામનીજ રહેલી હોય છે. હાલના વખતમાં દરેક ન્યાત પોતાની તકરારોનો નિર્ણય પોતાની ન્યાતમાં કરવા ધારે છે અને મહાજનના મુખીને તેનો નિર્ણય કરવાનું સોંપવામાં આવતું નથી.

શેઠની નીમણુક

શેઠની નીમણુક કરવામાં માણસનું કુળ, બુદ્ધિ, હોશિયારી, તેમજ જ્ઞાન વગેરે જે જે બાબત ન્યાતના શેઠ જેવી ઉંચી અને જોખમ ભરેલી પદવી માટે જરૂરની જણાય તે ઉપર ન્યાત ધ્યાન આપે છે. જો કોઇ માણસ ઘણો ચંચળ, પૈસાદાર, લોકપ્રિય તેમજ શેઠાઇ કરવાને શક્તિ તથા હોંસ ધરાવતો હોય છે, તો તે માણસના કુટુંબમાં કેટલીકવાર શેઠાઈ જાય છે. જો કે હકકની રૂએ એ પદવી વંશ પરંપરાની નથી, તો પણ એ પદવી એકના એક કુટુંબમાં લાંબો સમય સુધી રહે છે. વળી એ પદ મોટા છોકરાનેજ પ્રાપ્ત થાય અને નાનાને નહિ મળે એવું નથી, નાનો ભાઈ પણ એ પદ મોટાભાઈની હયાતીમાં મેળવી શકે છે. આવે વખતે આગલા શેઠે તેની નીમણુક વસીયતનામાથી કરેલી હોવી જોઇએ અથવા તેની પસંદગી પોતાની હયાતીમાં કરેલી હોવી જોઇએ. જો બે અથવા વધારે છોકરાનું નામ વસીયતનામામાં વહિવટદાર તરીકે આવતું હોય તો જે છોકરાનું નામ પહેલું લખવામાં આવ્યું હોય તો તે નાનો છોકરો હોય તો પણ તે શેઠાઇ પ્રાપ્ત કરે છે. કોઈ પણ ઠેકાણે એક કરતાં વધારે શેઠો હકકપૂર્વક સહાયતાથી કામ કરવા નીમાયા હોય એમ માલમ પડતું નથી, અને જ્યારે એવું માલમ પડે છે ત્યારે હરીફાઇથી દરેક પોતે એકલોજ શેઠ છે એમ માની બેસે છે.

ન્યાતની મિલ્કતનો કબજો ન્યાતના શેઠ પાસેજ હોવો જોઇએ એવું કાંઈ નથી. જો કોઇ શેઠને ન્યાતનો કારભાર તેમજ મિલ્કતનો વહીવટ સોંપ્યો હોય અને તેનો

વારસ તેના જેવો કાબેલ નહિ હોય તો ન્યાત તેના કબ-જામાં મિલ્કત રહેવા દેશે નહિ, શેઠાઈ કાંઈ હકકપૂર્વક પાછી મેળવી શકાતી નથી. તેમ હકકપૂર્વક કાયમ પણ રખાવી શકાતી નથી. જે માણસ શેઠ હોય અથવા શેઠ થવા ઈચ્છતો હોય તો તેની નીમણુંક અથવા કાયમપણું તેની લોકપ્રિયતા તથા તેની શેઠાઇ કરવાની ફુરસદ અને કેટલેક અંશે ન્યાતીલાપર તેની ઉદારવૃત્તિ વગેરે ઉપર ઘણો આધાર રાખે છે.

શેઠના હકો.

ન્યાતને લગતા દરેક બાબતના વિચાર માટે શેઠ સભા બોલાવી શકે છે. જો શેઠ સભા બોલાવે અને તેમાં કોઇ વ્યકિત ઈરાદાપૂર્વક હાજર ન રહે તો તેને અમુક દંડ કરી શકે છે. જો કોઇ શેઠને ગાળ દે તો તેને માટે ન્યાત તેની પાસે મોટો દંડ લે છે. શેઠની રજા મેળવ્યા વગર ન્યાત જમાડવાને ન્યાતમાં નોતરાં મૂકી શકાય નહિ તેમજ ન્યાત ગોરે પણ ન્યાત જમાડનાર સખસ ન્યાતના શેઠની રજા મેળવે ત્યાર પછીજ નોતરાં દેવા જવું. જો ન્યાતમાં કોઇપણ તકરાર પડી હોય તો તે વખતે શેઠની રજા વિના સભા બોલાવી શકાય નહિ, શેઠને પહેલી સહી કરવાનો હક્ક છે. ન્યાતના નિયમોનો ભંગ કરવા માટે નિયમ ભંગ કરનાર સખસનો વ્યવહાર બંધ કરવા માટે સભા બોલાવવાની સત્તા શેઠને છે. અને તે સખસને દંડ અથવા બીજી જે કાંઇ શિક્ષા ન્યાત કરવા ધારે તે કરી તેની સાથે સમાધાન કરવાની શેઠને સત્તા છે. જો શેઠની તરફેણમાં મોટો પક્ષ હોય અને નાનો પક્ષ કાંઇ લેખામાં આવી શકતો ન હોય તો શેઠ દરેક ગુન્હેગાર કે જેણે ન્યાતના નિયમોનો તેમજ રીવાજનો ભંગ કર્યો છે એમ તેની કલ્પનામાં આવે કે તરતજ શિક્ષા કરી શકે છે. વળી શેઠ ગોરને ન્યાતનાં નોતરાં નહિં ફેરવવા, તેમજ ન્યાતની તકરાર બાબે સભા નહિ મેળવવા, તેમજ બીજી ફરજો અદા નહિ કરી પોતાની સત્તાવાળી પદવીનો ઉપયોગ ન્યાત ઉપર જુલમ ગુજારવા કરી શકે છે.

શેઠની ફરજો

ન્યાતીલાઓએ ન્યાતના કારણ માટે ભરેલી દરેક રકમ તેમજ લગ્ન, વિવાહ, સીમંત, અને જમણ વખતે ન્યાતીલાઓએ આપેલું દાપું અને દંડ તેમજ વાસણનું દાપું ઉઘરાવી લઈ ન્યાતના ટ્રસ્ટી તરીકે રાખી હિસાબ રાખવો. ન્યાત માટે કરેલા ખર્ચનો હિસાબ રાખવો. ન્યાતના રીત રીવાજને અનુસરી ન્યાતની સિલકનું વ્યાજ ઉત્પન્ન કરવું; અને તે ન્યાતને ખાતે જમા આપવું. દરેક વર્ષે તે હિસાબ ન્યાત સમક્ષ રજુ કરવો અને મંજુરી મેળવી તે હિસાબ છપાવી ન્યાતમાં વહેંચી દેવો. ન્યાતનાં વાસણો, તેમજ ન્યાતને પૈસે વસાવેલાં વાસણો, તેમજ ન્યાતને બક્ષિસ મળેલાં વાસણો શેઠે પોતાના કબજામાં રાખવાં. શેઠે ન્યાતમાં સુલેહ શાંતિ જાળવવા અને કજીઓ ટંટો અટકાવવા તન મનથી પ્રયાસ કરવો જોઇએ. અને બને તો ધનથી પણ ન્યાતની સ્થિતિ સુધારવા અને ન્યાતનું હિત જાળવવા ઉદારતાપૂર્વક મદદ કરવી. વળી ગરીબ અને અપંગ ન્યાતીલાના પોષણ માટે અને તેઓના દુ:ખના નિવારણ માટે ફંડો સ્થાપવાં જોઇએ. ન્યાત માટે જમવાને વાડી યા ચોરો બંધાવવો જોઇએ. ન્યાતના વાસણો ન્યાતને વાપરવા આપવાં, ન્યાતના પૈસા ન્યાતની રજા વગર પોતાના ખાનગી કામમાં વાપરવા નહિ.

ન્યાતીલાના હકો.

દરેક ન્યાતીલાને ન્યાતની સભામાં હાજર રહેવાનો અને ત્યાં મત આપવાનો હકક છે. ન્યાતીલાને ન્યાતને લગતી દરેક બાબતપર ઠરાવ કરવાનો હકક છે. તેઓને ન્યાતની મિલ્કત માટે ટ્રસ્ટી અથવા કબજેદાર અને વહીવટદાર નકકી કરવાનો હકક છે. જો ન્યાતમાં હરીફ પક્ષો હોય તો પ્રત્યેક પક્ષની સંખ્યાના પ્રમાણમાં ન્યાતની મિલ્કતની વહેંચણી કરી આપવાનો તેઓને હકક છે. તેઓને ન્યાતના શેઠને ચુંટી કાઢવાનો હક છે. ( નાનો પક્ષ પણ પોતાના પક્ષનો શેઠ નીમવાનો હક ધરાવે છે. ) વળી તેઓ ન્યાત ગોર તેમજ ખજાનચી, સેક્રેટરી વગેરે નીમવા હકક ધરાવે છે. ન્યાતના પૈસા તેમજ મિલ્કતને લગતા હિસાબના ચોપડા તપાસવાને પણ તેઓ હકક ધરાવે છે. જો ન્યાતની વાડી નહિ હોય તો ન્યાતનાં વાસણો, ન્યાતના

વિશ્વાસુ આગેવાનોના ઘરમાં રહેશે. પરંતુ તે માટે તેઓ ભાડું માગી શકશે નહિ. વાસણનો કબજો જે કોઇ રાખે છે તે તેને સહી સલામતથી સાચવવા બંધાયલો છે, અને તેની આવક જાવકનો હિસાબ પણ તેણે રાખવો જોઇએ. ન્યાતની પરવાનગી વગર પોતાના ખાનગી કામ માટે વાસણ વાપરવાં નહિ.

ન્યાત ગુન્હેગાર સખસનું લ્હાણું અટકાવી અથવા તેના નોતરાં બંધ કરી, પ્રાયશ્ચિત કરાવવાની અને મૂછ બોડાવવાની ફરજ પાડી છેવટે ન્યાત સાથેનો તમામ વ્યવહાર બંધ કરી શિક્ષા કરી શકે છે.

ન્યાતના શેઠને શેઠાઈના સ્થાન પરથી પદભ્રષ્ટ કર્યા વિના ન્યાતનાં દાપાં લેતા અટકાવવાની અને કોઈ પણ બ્રાહ્મણને ન્યાતના પૈસા ઉઘરાવવાને અને ખજાનચી તરીકે કામ કરવાને નીમવાની સત્તા છે. વળી ન્યાતનાં વાસણોનો કબજો બીજાને સોંપવા અને શેઠને પદભ્રષ્ટ કરી તેની ફરજો અદા કરવા અમુક અમુક ન્યાતીલાની કમીટી નીમવાની સત્તા છે. કેટલીકવાર એમ બને છે કે જ્યારે કોઈ સખસનો વહેવાર બંધ થયો છે કે નહિ એ અનિશ્ચિત હોય છે ત્યારે શેઠ ન્યાત જમાડવાની રજા આપતા નથી અને તેનું દાપું લેવા ના પાડે છે, અને તે એવી બીકથી કે રખેને તે અમુક સખસ કે જેનો વ્યવહાર પુરેપુરી રીતે બંધ થયો નથી તેને નોતર્યા વિના ન્યાત જમે તો બદનક્ષીના ગુન્હામાં આવી જવાય. પરંતુ જો આવા સંજોગોમાં શેઠ કાંઇ કરી શકે નહી તો તેનો અર્થ રાજીનામું આપ્યા બરાબર થાય છે એમ માની લઈ ન્યાતે બીજા શેઠની નીમણુક કરવી.

શેઠને પદભ્રષ્ટ કરવાના સબળ કારણોમાં નીચેનાં કારણોનો સમાવેશ થઇ શકે. વહીવટમાં ઘોંટાળો હોય, ન્યાતના પૈસા ઉચાપત કર્યા હોય, લાંબા વખતથી જુલમી વતણુંક ચલાવી હોય, આપખુદી અને અભિમાની સ્વભાવનો હોય, ન્યાતના પૈસા ન્યાતના કામ માટે નહિ વાપરતાં બીજા કામમાં વાપર્યા હોય, અજ્ઞાન હોય, અને ન્યાતમાં કજીઆ

કંકાસ વધારવામાં મોટાઈ માનતો હોય વગેરે ન છાજે એવું વર્તન શેઠનું જણાય તો તે શેઠને પદભ્રષ્ટ કરી ન્યાત બીજા શેઠની નીમણુંક કરી શકે છે.

નાતની સભા યા પંચ

જ્યારે શેઠ પોતાની ફરજો અને સત્તાનો ઉપયોગ આપ ખુદીથી સ્વચ્છંદી પણે અને અસંતોષ ઉપજાવે એવી રીતે કરી ન્યાતમાં મોટો અસંતોષ ઉપજાવ્યો હોય છે ત્યારે ન્યાતના વડિલ આગેવાનો ન્યાતની સભા બોલાવી સદરહુ બાબતો ઉપર વિચાર કરશે અને શેઠને પોતાની વર્તણુંક માટે ખુલાસો આપવાને યા તો પોતાની શેઠાઈનું રાજીનામું આપવાને ફરમાવી શકશે. કોઇપણ ન્યાતીલો ન્યાતની સભા બોલાવે પરંતુ હાજરીની સંખ્યા સભા બોલાવનારની પ્રતિષ્ઠા અને ઓળખાણ ઉપર આધાર રાખે છે. અજ્ઞાન અને બીન ઓળખાણવાળા ન્યાતીલાએ સભા બોલાવી હોય અને જો સભામાં વડિલો પૈસાવાળા તેમજ લાગવગ ધરાવાનારા ન્યાતીલાઓએ હાજરી આપી નહિ હોય છતાં તેમાં જે જે કાંઇ ઠરાવો થાય તો તે ન્યાતને ભાગ્યેજ બંધનકર્તા હોય છે. ન્યાતના ઝઘડાઓમાં કોઈ કોઇ વખતે ધર્મગુરૂ વચ્ચે પડી બન્ને પક્ષો વચ્ચે સમાધાન લાવે છે. જ્યારે ખાનગી રીતે સમાધાની આવતી નથી ત્યારે ન્યાત કોઈ જાણીતા ન્યાતીલાને ઘેર અથવા ન્યાતની વાડીમાં કે કોઈ પ્રસિદ્ધ સ્થળે ન્યાતના ગોર મારફત ન્યાતની સભા બોલાવે છે. આવી સભામાં શું શું કામો કરવામાં આવશે તેની આગળથી ખબર કહેવડાવવામાં આવે છે. જે શેઠને પદભ્રષ્ટ કરવા ન્યાત ધારતી હોય તેને લેખીત નોટીસ (સીધી અથવા વકીલ મારફત) આપવામાં આવે છે, અને એવી નોટીસમાં જે દિવસે જે જગાએ અને જે વખતે સભા મળવાની હોય તેની ખબર આપવામાં આવે છે. વળી જે જે તોહમતો શેઠની સામે મૂકવામાં આવ્યાં હોય તેની પણ ખબર આપવામાં આવે છે અને છેવટે ફરમાવવામાં આવે છે કે શેઠે ન્યાતની સમક્ષ તહોમતો માટે ખુલાસો કરવો. દરેક સભામાં બનેલા હેવાલની નોંધ રાખવામાં આવે છે. સભામાં ચુકાદાઓ મત લઇને અપાય છે. એક સભામાં થયલા ઠરાવો બીજી સભામાં બહાલ રાખમાં આવે છે.

## પ્રકરણ બીજું.

શેઠને લગતા દાવાઓ

ન્યાતની મિલ્કતના ટ્રસ્ટીને દૂર કરવાની ન્યાતની સત્તા ને લગતો સવાલ ન્યાતિ સવાલ નથી એમ ચુકાદા રૂએ નક્કી થયેલું છે. જો નવા શેઠ નીમવામાં આવ્યા હોય તો તે ન્યાતની રજાથી જુના શેઠ પર દાવો માંડશે અને તેમાં તે નીચે પ્રમાણે દાદ માગશે.

(૧) પ્રતિવાદીએ ન્યાતની તમામ સીક્યુરીટીઝ અને તે પર ચઢેલા તમામ વ્યાજ સાથે વાદીના નામ પર ફેરવાવી સોંપી દેવી એવી મતલબનું પ્રતિવાદીપર હુકમ-નામું થવું જોઈએ.

(૨)પ્રતિવાદી પાસે આવેલી, તથા પ્રતિવાદીથી ઇરાદા પૂર્વક ભૂલ અને બે દરકારી થઇ ન હોત તો તે પ્રતિવાદી પાસે આવતે એવી બાકીની તમામ મિલ્કત અને પૈસાનો હિસાબ કોર્ટની દેખરેખ હેઠળ લેવાવો જોઇએ. અને તે હિસાબે જે કાંઇ પ્રતિવાદી પર લેણું ઠરે તે વાદીને આપી સ્વાધીન કરવા પ્રતિવાદી પર હુકમ થવો જોઇએ.

(૩) ન્યાતના શેઠ તરીકે વાદીને જે જે દાપાં, દંડ તથા બક્ષિસો વગેરે અપાવા જોઇએ તે તે પ્રતિવાદીને કોર્ટના હુકમ અને દેખરેખથી ઉઘરાવવા તથા લેવાની કોશીષ કરતાં અટકાવવો જોઈએ.

(૪) પ્રતિવાદીએ ન્યાતના શેઠ તરીકે વાદીને દાવાનો ખર્ચ આપવો જોઇએ.

દાવા અરજીમાં દર્શાવવું કે પ્રતિવાદી અગાઉ ન્યાતનો શેઠ હતો, પરંતુ ન્યાતની સભા અમુક દિવસે અને અમુક ઠેકાણે મળી હતી, જેમાં અમુક સંખ્યામાં (¾ અથવા ¾) ન્યાતના ગૃહસ્થો હાજર હતા તેથી લગભગ આખી ન્યાતે ભાગ લીધો હતો. અને ત્યાં વાદીને ન્યાતના શેઠ તરીકે એકે મતે અને એકે અવાજે ચુંટી કાઢવામાં આવ્યો હતો. અને એ સભામાં થયલા ઠરાવો પછી મળેલી

બીજી સભામાં બહાલ થયા હતા. પ્રતિવાદીને આ સભાઓની તેમજ ઠરાવોની ખબર છે, પરંતુ સદરહુ ઠરાવોને માન આપવાને તેમજ ખરા અને પોતાને બંધન કરતા છે એમ માનવાને ના પાડે છે. અને સદરહુ ન્યાતનો શેઠ પોતે છે એમ માને છે. અને એમ માની હાપાંઓ દંડ બક્ષિસ વગેરે ઉઘરાવે છે અથવા ઉઘરાવવા કોષીશ કરે છે.

ઉપર કહ્યા પ્રમાણે ન કરતાં જો નવો શેઠ ન્યાતની મિલ્કત ઉપર પોતાનું તાળું મારી અથવા બીજા ઇલાજોથી કબજો લે છે તો પદભ્રષ્ટ થએલો શેઠ વંશપરંપરાથી ઉતરી આવેલા શેઠ અને ન્યાતની મિલ્કતના ટ્રસ્ટી તરીકે કબજો પાછો મેળવવા નવા શેઠ પર દાવો માંડે છે. પ્રતિવાદી કહે છે, કે પોતે ન્યાતીલાઓના વધુ મતે ચુંટાએલો ખરો શેઠ છે. વાદી જણાવે છે કે કેટલાક ન્યાતના માણસો પ્રતિવાદીના ઉપરીપણા હેઠળ વાદીને મુખી તરીકે માન નહિ આપવાના ઈરાદાથી જુદા પડયા અને ત્યારથી જુદો મત ધરાવનાર તરીકે રહ્યા છે. પ્રતિવાદીના કહેવા પ્રમાણે વાદીને બરતરફ કરી પ્રતિવાદીને ન્યાતના શેઠ યા મુખી તરીકે ચુંટી કાઢયો છે.

નવા શેઠે જુના શેઠ પર માંડેલા દાવામાં નીચે લખેલા બચાવો અને દલીલોમાંથી કોઈ પણ રજુ કરી શકાય છે.

(૧) દાવા અરજીમાં જણાવેલા ઠરાવો સમસ્ત ન્યાતની સભામાં પસાર થયા ન હતા, પરંતુ તે ફક્ત વાદીના અનુયાયી (એટલે મિત્રો અને ઓળખીતા) ની સભામાં પસાર થયા હતા તેથી વાદી ન્યાતના એક પક્ષ કે જે એના અનુયાયીઓનો બનેલો છે તેનોજ શેઠ છે એમ ફક્ત હક પૂર્વક માંગી શકે છે.

(૨) પ્રતિવાદી વંશપરંપરાના હકની રૂએ ન્યાતનો શેઠ અને ન્યાતની મિલ્કતનો ટ્રસ્ટી છે અને તેથી તે એકલો મિલ્કતના કબજાનો તેમજ પદવીને લગતી આવકનો ભોગવટો કરવા હકદાર છે. અને કોર્ટના હુકમ વગર એને એ પદવી પરથી બર તરફ કરી શકાતો નથી. અને જો ન્યાતની

મિલ્કત કોઇ બીજાના કબજામાં હતી તો તેઓ માત્ર એના પ્રતિનિધિ હતા અને એના હુકમથી વર્તતા હતા.

(૩) ન્યાતે આ દાવો માંડવાને વાદીને સત્તા આપી છે એમ પ્રતિવાદી માનવા ના પાડે છે. જે સભા તે દિવસે મળી અને જેમાં ન્યાતે ઠરાવો કર્યા તેમાં ન્યાતનો ઘણોજ નાનો પક્ષ કે જે વાદીના સગા સંબંધી મિત્રો અને પક્ષકારોનો હતો તેજ હાજર હતો. તેથી સદરહુ ઠરાવો અનિયમિત અને ખોટા છે અને તે રદ બાતલ છે. શેઠે ન્યાતનો કાંઇ પણ ગુનોહ ન કરેલો હોવાથી શેઠને ખોટી રીતે પદભ્રષ્ટ કરેલો છે.

(૪) દાવા અરજીમાં જણાવેલી મિલ્કત પ્રતિવાદીના ઘરડા વરડાની છે, અને તેને ટ્રસ્ટની કરેલી છે અને તે પ્રતિવાદીને વારસાની રૂએ મળેલી છે.

(૫) પ્રતિવાદીએ ન્યાતના પોતાના પક્ષમાંથી ઉઘરાવેલી રકમ છે તે વાદી પોતાને સોંપવાની માંગણી કરવાને હકક ધરાવતો નથી. પ્રતિવાદી પોતાના પક્ષના માણસો સિવાય વાદી અગર બીજા કોઇપણ માણસને હિસાબ આપવા બંધાયલો નથી. દાવા અરજીમાં માંગેલો મનાઇ હુકમ મેળવી વાદી પ્રતિવાદીને પોતાના પક્ષમાંથી રકમો ઉઘરાવતા અટકાવવા હક્ક ધરાવતો નથી. એમ પ્રતિવાદી ફેંસલા માટે રજુ કરે છે.

(૬) ન્યાતની મિલ્કતને લગતો ન્યાય પૂર્વક ફેંસલો તો એ છે કે સંખ્યાના પ્રમાણમાં અગર કોર્ટની ધ્યાનમાં આવે તે મુજબ મિલ્કતની વ્હેંચણી બે હરીફ પક્ષમાં કરી આપવી. પ્રતિવાદી વળી રજુ કરે છે કે, જો કોર્ટને મિલ્કત તથા મતાની વહેંચણી માટે હુકમ કરવો વાજબી નહિ લાગતો હોય તો સદરહુ પક્ષોને સંબંધ નહિ ધરાવતા હોય એવા ટ્રસ્ટીઓ નીમી સદરહુ મિલ્કત તથા મતા સોંપવી અને તે ન્યાતના લાભ માટે વાપરવા હુકમ કરવો. જો આટલું કરવા છતાં કોર્ટ વાદીને મિલ્કત તથા મતા સોંપવા માટે હુકમ કરવા વાજબી ધારે તો પ્રતિવાદી રજુ કરે છે કે તેનો વપરાશ આખી ન્યાતના લાભ માટે નહિ કે પોતાના પક્ષકારોના લાભ માટે થાય તે માટે ખાસ સૂચનાઓ કરવી.

મોટી સંખ્યાના હકો

અમુક વખતે ન્યાતનો શેઠ કોણ છે અને ન્યાતની મિલકત તથા મતાનો કબજો લેવા તથા ન્યાતનું લેણું વસુલ કરવા કોણ હક ધરાવે છે, તેનો નિર્ણય કયા પક્ષમાં મોટી સંખ્યા છે એ બાબતની તપાસ પર અવલંબી રહે છે. બહુમતી સાબીત કરતા એક અથવા બંન્ને હરીફ પક્ષો તારીખ વગરનું એક જાહેરનામું ઘડી કાઢી સહીઓ કરાવી એમ સૂચવે છે કે સહી કરનારાઓ તેના પક્ષકારો છે. આ સહીઓની બારીક તપાસ કરતાં એમ માલમ પડે છે કે કેટલીક ઉપજાવી કાઢેલી હોય છે, કેટલીક હાથેથી લખી નાંખેલી હોય છે, કેટલીક મરી ગએલાં માણસોની હોય છે. કેટલીક સગીર વયના માણસોની હોય છે. અને વળી કેટલીક સામા પક્ષના માણસોની પણ હોય છે, આમ કરવાનો ઉદ્દેશ કોર્ટને બહુમતીના અનુમાન પર આવવા છેતર પીંડી કરવાનો હોય છે. નીચ કોમોમાં આ સહીઓ દમ સમથી, બીક બતાવી સમજાવી ફોસલાવી અથવા પૈસાની લાંચ આપી લેવામાં આવે છે.

ઘણી ન્યાતોમાં તકરારી રીત રસમોનો નિર્ણય કરવા માટે કોઇપણ દસ્તાવેજ અગર ચોપડીઓ હોતી નથી ત્યાં તો જુના રિવાજોનો નિર્ણય ફક્ત પૂરાવા મારફતેજ કરવામાં આવે છે અને બહુજ ગુંચવાળી બાબતોમાં બ્રાહ્મણોની સલાહ લે છે. પરંતુ એ તો સ્પષ્ટ છે કે આવી બાબતનો નિર્ણય કોર્ટ ન્યાતની મોટી સંખ્યાના વિચાર પરથીજ કરશે અને તે માટે કોર્ટના અમલદારના પ્રમુખપણા હેઠળ કોર્ટ સભા બોલાવી મોટી સંખ્યાની શું ઇચ્છા છે તે જાણે છે.

---

## પ્રકરણ ૩જું..

ન્યાતના સંબંધી બદનક્ષી નીચેની બાબતોમાં થાય છે.

(૧) જ્યારે ન્યાતનો એકાદ માણસ ન્યાતના બીજા માણસની બદનક્ષી થાય છે એવું ન્યાતની સભા સમક્ષ બોલે છે.

(૨) જ્યારે વ્યવહાર બંધીનો ફેંસલો પસાર થઇ ન્યાતની સભા સમક્ષ જાહેર કરવામાં આવ્યો હોય અને—

(૩) જ્યારે ન્યાતે ગ્યાજબી રીતે વ્યવહાર બંધ કરી જાહેરાત ફેલાવવામાં અત્યંત જાહેરાત કરી હોય.

બાબત પહેલીમાંથી મુક્તિ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૯૯મી કલમના નવમા અપવાદથી મેળવી શકાય છે. અને તે અપવાદમાં કહેલું છે કે જો કોઇ માણસ બીજાના ચારિત્ર પર કલંક મૂકે છે અને તેમ તે માત્ર શુદ્ધ બુદ્ધિથી પોતાનો કે બીજાનો લાભ જાળવવાને અથવા લોકના ભલાને માટેજ કરે છે તો તે બદનક્ષીનો ગુન્હો થઇ શકતો નથી.

વહેવાર બંધનો ઠરાવ જાહેરાતમાં મૂકવાથી ચોકખી બદનક્ષી થાય છે, કારણકે એ એવી જાતનું કલંક છે કે જેથી જે માણસનો વહેવાર બંધ થયો હોય તેની ન્યાતમાં હલકાઇ પડે છે. આથી બાબત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૯૯ના ચોથા ખુલાસામાં સમાય છે. વહેવાર બંધથી તે માણસ ન્યાતમાં જીવતા મૂઆ બરાબર થઈ જાય છે. કારણકે ન્યાતમાં કોઇપણ માણસ સંસાર વહેવાર એની સાથે રાખતો નથી, એની છોકરીને કોઇ પરણતો નથી. તેમ એના છોકરાને કોઇ છોકરી પરણાવતા નથી, કોઈ એની સાથે ખાવા પીવાનો વહેવાર રાખતા નથી, કોઇ એને ઘેર આવતા નથી, એની સાથે કોઈપણ જાતનો સંબંધ ન્યાતીલાઓ રાખતા નથી. અને જો એ માણસ કણીઓ હોય તો એને કોઈપણ બીજા ન્યાતીલાઓ માલ પણ વેચતા નથી. એને સર્વથી મોટી અગવડતા તો એ છે કે એના મરણ વખતે ડાઘુ તરીકે કોઇ સ્મશાન જતા નથી. આ સઘળું છતાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૯૯નો સાતમો અપવાદ એમ કહે છે કે જો કોઇપણ માણસ બીજા માણસપર અમૂક કાયદા પૂર્વક એવી સત્તા ભોગવતો હોય કે જેથી કરીને તે માણસ શુદ્ધ બુદ્ધિથી જે બાબતમાં પોતાની સત્તા હોય તે બાબતમાં પોતાની તેની વર્તણુંક સંબંધી કલંક મૂકે તો તે બદનક્ષીનો ગુન્હો થતો નથી.

આ અપવાદનો લાભ તહોમતદારને ન મળે તે માટે ફરીયાદી એવો પૂરાવો રજુ કરે છે કે ન્યાતની સભા મળ-

વાની ખબર એને આપવામાં આવી નહતી. સભામાં ન્યાતની ઘણીજ નાની સંખ્યાએ હાજરી આપી હતી અને તે બધા તોહમતદારના મળતીઆઓ અને અનુયાયીઓ હતા.

સભાનું કામ અનિયમિત અને ઢંગધડા વખતનું હતું અને મત લેવામાં આવ્યા ન હતા. જે લોકોએ ઠરાવ સામે પ્રોટેસ્ટ કર્યો તેને દમ શમથી બેસાડી દેવામાં આવ્યા હતા, અને તેથી કરીને સમસ્ત ન્યાતે નહિ પણ તહોમતદારેજ વહેવાર બંધનો ઠરાવ કર્યો હતો આથી માલમ પડે છે કે બદનક્ષીની ફરિયાદમાં બીજા ત્રીજા ઘણા સવાલ ઉભા થઇ ગુંચવાડો ઉભો થાય છે. જ્યારે ફરીઆદી ઉપલી બાબત રજુ કરે ત્યારે તહોમતદાર એમ કહી શકે છે કે ન્યાત મોટી છે પરંતુ ન્યાતની સભામાં હર હંમેશ ભાગ લેનારાની સંખ્યા ઘણીજ નાની હોય છે.

જો વહેવાર બંધના ઠરાવની જાહેરાત થવી જોઇએ. તેના કરતાં ઘણીજ વધારે થઇ હોય તો તે સંબંધમાં એક મેજીસ્ત્રેટે કહ્યું છે, કે " ના. ૬ નો તહોમતદાર આ ન્યાતનો ટેલીઓ છે અને તેને સભામાં પોતાની ફરજો માત્ર અદા કરી છે અને તે પ્રમાણે હર હંમેશાં શેઠોનો ચુકાદો સભામાં ભેગા થયલાને મોટે સાદે કહેતો હતો. જો બાબત એમ હોય તો એ શુદ્ધ બુધ્ધિથી વર્ત્યો છે. અને તેથી એને ૪૯૯મી કલમના નવમા અપવાદનો લાભ મળે છે. જો કોઇ માણસ શુદ્ધ બુદ્ધિથી પોતાની ફરજો બજાવતો હોય તો તેને મૂળ ઠરાવ ખોટો અને અન્યાયી હોય છતાં બદનક્ષીનો ગુન્હો કર્યો હોય એમ ગણી શકાતું નથી. નં. ૬ ના તહોમતદારને શેઠોનો ઠરાવ ખોટો અને દ્વેષ બુદ્ધિથી કરવામાં આવેલો છે તેની ખબર હતી એવું કાંઈ બતાવવામાં આવ્યું નથી. અને ન્યાતના લાભ માટે આ હુકમ (ઠરાવ) નો બહોળી રીતે ફેલાવો કરવો એ એની ફરજ હતી. ફરીઆદી તરફના દરેક સાક્ષી કહે છે કે જાહેરાત કરવા માટે ટેલીઆને જે શેરીમાં ન્યાતની વસ્તી હોય તે શેરીમાં સગવડ પડતી જગાએ ઉભા રહેવું

પડે છે. અને મોટે સાદે ઠરાવની ખબર આપવી પડે છે. આ બાબતમાં પણ એમજ કરવામાં આવ્યું હતું. અને મારા અભિપ્રાય પ્રમાણે વ્યવહાર બંધ થયેલા માણસની સાથે જમતા બંધ થવા તેમજ બીજા તમામ વહેવારો બંધ કરવા માટે હજારો નાતીલા જનોને અગમચેતી આપવાની આ માત્ર એકજ રીત છે. વળી ટેલીઆઓ, કોણ ન્યાતીલા છે અને કોણ ન્યાતીલા નથી તે જાણતા ન હોય એમ બનવા જોગ છે. તેથી દરેક ન્યાતીલા પાસે જઈ કહેવું અશકય છે. જો કોઈ માણસ પોતાની ફરજ હરહમેશના રીત રિવાજ મુજબ અદા કરે છે અને જો જાહેરાત થવી જોઈએ તેના કરતાં વધારે થઈ હોય તો પણ મારા અભિપ્રાય પ્રમાણે તે જવાબદાર નથી."

૩ બોમ્બે લો રીપોર્ટર પાને ૧૮૮ પ્રમાણે ન્યાત વહેવાર બંધનો ઠરાવ વર્તમાન પત્રમાં પ્રગટ કરવાથી હદ કરતાં વધારે જાહેરાત થાય છે.

જો તહોમતદારને છુટા કરવામાં આવે છે તો નીચેના મુદ્દાઓથી સ્થાનિક સરકાર પર અપીલ દાખલ થય તે માટે હુકમ મેળવવા માટે અરજી કરી શકાય છે.

(૧) છુટકારાનો ફેંસલો પુરાવાથી તદ્દન ઉલટોજ હતો.

(૨) ફરીયાદી તરફના ઘણા માનવંતા સાક્ષીઓની જુબાની જો કે તે ઉલટ તપાસમાં ટકી રહી હતી અને બચાવ પક્ષ તરફથી તોડી શકાય તેવી ન હતી છતાં મેજીસ્ટ્રેટે માની ન હતી અને તેની ગણતરી કરી નથી અને એમ કરવાને મેજીસ્ટ્રેટને પુરતાં કારણો ન હતાં.

(૩) બચાવ પક્ષના સાક્ષીઓ કે જેઓ ફરીઆદીના કટ્ટા દુશ્મન હતા એમ બતલાવવામાં આવ્યા છતાં તેમજ તેઓની જુબાની અગત્યની બાબતોમાં ખોટી છે એ કેસમાં સ્પષ્ટ માલમ પડવાં છતાં મેજીસ્ટ્રેટે તેમને માનવાને પક્ષ કર્યો હતો.

(૪) કેટલીક અગત્યની બાબતો કે જે પુરાવામાં રજુ થઇ હતી તેનો નિર્ણય મેજીસ્ટ્રેટે કર્યો ન હતો અને જો

તે નિર્ણય થયો હોત તો કેસના પરિણામ પર ઉલટીજ અસર થાત અને ખરો ચુકાદો આવી શકતે.

(૫) જે બાબતો સાબીત કરવામાં આવી ન હતી તેના પર મેજીસ્ટ્રેટે આધાર રાખી ફેંસલો આપ્યો હતો અને પુરાવાની વિરૂદ્ધ જાય એવાં ખોટાં અનુમાનો કર્યાં હતાં.

(૬) બચાવ પક્ષ પોતાને બદનક્ષી કરવા હક ધરાવે છે એમ સાબીત કરવામાં જે પુરાવો રજુ કરવામાં આવ્યો હતો તેની વિરૂદ્ધ જે કાંઈ પુરાવો લાવવો હોય તેજ ફરીઆદી લાવી શકે એવો નિયમ ખોટી રીતે કેસમાં દાખલ કરી ખોટો કાયદો ચલાવ્યો હતો. આથી ફરીઆદી તરફના પુરાવાનો મોટો જથો બંધ કરી દેવામાં આવ્યો હતો.

( ૭ ) અમુક તહોમતદારનો પક્ષ મેજીસ્ત્રેટે આખા કેસમાં બતાવ્યો હતો અને ફરીઆદીથી વિરૂધ્ધ પક્ષ દાખવ્યો હતો અને તે પંચ કહે તે પરમેશ્વર એવીજ લાગણી ફેંસલામાં દર્શાવી છે તેથી એમ દોરવાયલાં હતાં અને તે દોરવણીમાં ફરીઆદી તરફથી જે બાબત ચોક્કસ રીતે સાબીત થઇ ગઇ છે, તેની તિલાંજલી આપી છે અને તે બાબત એ છે કે તહોમતદારે પોતાની કઠોર અને જુલ્મી વર્તણુંકથી ન્યાતના મોટા સમૂહને વિરોધી કર્યો છે અને ન્યાતમાં કુસંપ અને ભાગલા પાડયા છે.

( ૮ ) મેજીસ્ત્રેટનો ફેંસલો આડો અને શુધ્ધ ન્યાય અને લાગણીથી ઉલટો છે.

# ભાગ ૨ જો.

## ન્યાતને લગતો દિવાની કાયદો.

### પ્રકરણ ૧ લું.

આ સંબધમાં ચાંપશી વિ. જેઠાભાઈ ( ૯ બોમ્બે લો રીપોર્ટર પાને ૫૬૯ ) ના કેસમાં નામદાર જસ્ટીસ બેટ-ચેલોર સાહેબે કહ્યું છે કે ન્યાતના સવાલમાં કોર્ટની હકુમત વધારવા માટે પ્રયાસ દરરોજ વધુ પ્રમાણમાં થતો દેખાય છે પરંતુ અમારા અભિપ્રાય મુજબ એને ઉત્તેજન મળવું ન જોઇએ. આપણે ન્યાતના હાથમાંથી ચુકાદા કરવાનું કામ લઈ લઇએ તો ન્યાતનું આંતરીક સ્વરાજ્ય કેટલું બાકી રહેશે અને કઇ કઇ બાબતમાં કોર્ટે ચુકાદો નહિ આપવો તે સમજવું ઘણુંજ મુશ્કેલ થઇ પડશે. આ સિવાય બીજા કારણોથી પણ કોર્ટે હકુમત ધારણ કરવી અથવા અસંખ્ય ધાર્મિક અને સંસારિક નજીવા મતભેદનો નિર્ણય કરવાનું કામ માથે લેવું એ ઇચ્છવા જેવું નથી.

ન્યાતની વ્યાખ્યા

વારંવાર જડજોએ ન્યાતની વ્યાખ્યા બનાવવા પ્રયત્નો કર્યા છે પરંતુ હજુ સુધી પુરેપુરી અને સંતોષકારક વ્યાખ્યા ઘડાઈ નથી અને જે કાંઈ પ્રયત્નો કરવામાં આવ્યા હતા તેનું પરિણામ એ આવ્યું છે કે ન્યાતનાં મુખ્ય લક્ષણો બહાર પડયાં છે તે નીચે પ્રમાણે છે.

માણસોનો એક સમૂહ કે જે પોતાના જુના રીત રસમને અનુસરીને ખોરાક, પાણી, લગ્ન, સુતક, ધંધો, તેમજ ધાર્મિક ક્રિયાઓ કરે છે અને એ બાબતોમાંની કેટલીકમાં બીજા સમૂહો કરતાં જુદાઈ ધરાવે છે, જે પોતાનો સમૂહ ઓળખાવા માટે અમુક નામ ધારણ કરે છે અને જે પોતાની આંતરિક વ્યવસ્થા માટે નિયમો ઘડે છે તથા અળગા કરે છે એવું જે બંધારણ તે ન્યાત. એ બંધારણમાં વ્યક્તિઓ જન્મથીજ દાખલ થાય છે. એ ધાર્મિક સસ્થા નથી પરંતુ એનાં રીત રસમનો આધાર ધાર્મિક લાગણી પર રહેલો છે. એના જે

નિયમો છે તે થોડાક ઠરાવ રૂએ ઘડાયલા છે જ્યારે કેટલાક વંશ પરંપરા રિવાજની ઝુંસરી હેઠળ ઘસડાઇ આવેલા છે.

ગુજરાતની ન્યાતો

આર્ય લોકો હિંદુસ્તાનમાં આવ્યા પછી પ્રથમ ચાર ન્યાતમાં વહેંચાઈ ગયા. એ વાતમાં કંઇ મત ભેદ રહેલો નથી. હાલ જે અસંખ્ય ન્યાત જાત જોવામાં આવે છે તે પાછળથી થઈ છે. અને તે નીચેના કારણુનો લઇને ખાસ કરીને વધી છે.

(૧) દેશના જુદા જુદા ભાગમાં રહેઠાણથી થએલી ન્યાતો. દાખલા તરીકે વડનગરમાં રહેતા બ્રાહ્મણો વડનગરા-બ્રાહ્મણો અને વીસનગરમાં રહેતા બ્રાહ્મણો વિસનગરા બ્રાહ્મણો તથા સાઠોદમાં રહેતા સાઠોદરા બ્રાહ્મણો કહેવાય છે. તોપણ બ્રાહ્મણ તરીકે સર્વની એકજ ન્યાત છે.

(૨) જુદા જુદા ધંધાને અનુસરીને થએલી ન્યાતો.

(૩) એક ન્યાત બીજા તડોથી સુધરી જઈને થએલી ન્યાતો.

(૪) એક ન્યાતમાં કજીઆ થવાથી જુદી થએલી ન્યાતો.

(૫) બીજા ધર્મમાં જવાથી થએલી ન્યાતો.

(૬) વર્ણસંકર પ્રજાથી ઉત્પન્ન થએલી ન્યાતો. મુંબાઈ ઈલાકામાં જુદી જુદી ન્યાત જાતોની સંખ્યા બીજા કોઈપણ ઈલાકા કરતાં વધારે છે. એમાં મુખ્ય વિભાગ સિંધ, ગુજરાત, દખ્ખણ, કોકણ અને કર્ણાટક છે. આમાં બીજા વિભાગો કરતાં ગુજરાત, ઘણે ખરે અંશે મુસલમાનની અસરમાંથી બચી હીંદુ ધર્મને વળગી રહ્યું છે. છતાં ફક્ત અપવાદ તરીકેજ ખોજા, મોમના, કણબી, કચ્છી મેમણ, મુસલમાન, ગરાસીઆ વગેરે ન્યાતો ઉદ્‌ભવી છે.

ન્યાત અને કલબ વચ્ચેનો તફાવત.

અગાઉ ન્યાતની બાબતમાં કોર્ટ કલબ અને મંડળીના નિયમો સંબંધી વિચાર કરી ફેંસલા આપતી અને એ પ્રમાણે નામદાર જસ્ટીસ ચંદાવરકર સુધી કલબ અને ન્યાત વચ્ચેનો તફાવત બરોબર નક્કી ન થઈ ગુંચવાડો કાયમ રહ્યો. નાથુ. વિ. કેશવજીમાં નામદાર જસ્ટીસ ચંદાવરકર સાહેબે કહ્યું છે કે એ વાત ખરી છે કે ન્યાતીલાનો ન્યાતમાં દાખલ થવાનો હક્ક જન્મથીજ પ્રાપ્ત થાય છે. જ્યારે

કલબનો સભાસદ પોતાની મરજીથી દાખલ થાય છે પરંતુ જેમ કલબમાંથી સભાસદ રાજીનામું આપવા મુખત્યાર છે તેમ દરેક ન્યાતીલા પણ ન્યાત છોડી જવા મુખત્યારી ભોગવે છે. કલબની માફકજ ન્યાત એક સ્વેચ્છાથી ઉત્પન્ન થએલી મંડળી છે અને જેમ કલબો નિયમો ઘડે છે તેમ ન્યાત પણ ઘડી શકે છે. ન્યાત કલબની માફકજ ન્યાતમાં નહિ જન્મેલાં માણસને દાખલ કરવા સત્તા ધરાવે છે અને જો જન્મથીજ ન્યાતીલાપણું નક્કી થતું હોય તો એક ન્યાત બીજી ન્યાત જોડે કોઈપણ કાળે જોડાઇ શકે નહિ, એવો અર્થ થાય અને જો એવો અર્થ કરવામાં આવે તો ન્યાતના સ્વરાજ્ય ઉપર કુહાડીના ઘા કરવા બરાબર છે. પરંતુ એ નામદાર જડજ સાહેબે જ્યારે બીજી વાર ચાંપશી –વિ. જેઠાભાઇના કેશમાં કહ્યું કે "ન્યાતીલાનો ન્યાતના ચોપડા તપાસવાનો હકક એક ભાગીદાર કે જેને ખાતાના ચોપડા જોવાનો હક હોય છે તેના જેવોજ છે. અને તે હકક ન્યાતના ચોકકસ નિયમ ઠરાવ અને રૂઢીને અનુસરીનેજ લઇ લેવાય છે." ત્યારે અપીલ કોર્ટમાં કહેવામાં આવ્યું કે હિંદુ ન્યાત એ એક અસાધારણ સંસ્થા છે. અને તે અંગ્રેજી કાયદાને એટલી બધી અણજાણીતી છે કે અંગ્રેજી મંડળી અને ભાગીદાર પર થએલા અંગ્રેજી ચુકાદાની સહાય લેતા ન્યાત સંબંધી ફેંસલામાં ગુંચવાડો ઉભો થાય છે. કદાચ અંગ્રેજી મંડળી તથા ભાગીદારી અને ન્યાત વચ્ચે સરખાપણું કેટલીક બાબતમાં હોય પરંતુ એની વચ્ચે તફાવતની બાબતો અસંખ્ય અને વજનદાર છે. છેવટે નામદાર જસ્ટીસ દાવર સાહેબે ૧૧ બોમ્બે લો રીપોર્ટર પાને ૧૨૬૭ માં કહ્યું છે કે અંગ્રેજી કાયદાને જાણીતી મંડળી અને હિંદુ લોકોની ન્યાત વચ્ચે કંઇ સરખાપણું નથી કલબ એ સ્વેચ્છાથી ઉત્પન્ન થએલી મંડળી છે અને તેમાં માણસો એક બીજાના આદર સત્કાર અને સગવડ માટે સભાસદ થાય છે. ઇંગ્લંડમાં સોસાઇટીનો ખાસ અર્થ કરવામાં આવે છે અને તે જુદા જુદા પ્રકારની હોય છે. દાખલા તરીકે બીલ્ડીંગ સોસાયટી, ફ્રેન્ડલી સોસાયટી, ઇન્ડ-

સ્ટ્રીયલ અને પ્રોવીડન્ટ સોસાયટી, લોન સોસાયટી, લીટરરી સોસાયટી અને સાઈન્ટફીક સોસાયટી વગેરે. કલબ અમુક ઈરાદાથી સ્થાપવામાં આવે છે અને તે સ્વેચ્છાથી ઉત્પન્ન થાય છે. તે અમુક લેખીત બંધારણથી ચલાવવામાં આવે છે. સભાસદ થવા માટે ફી રાખવામાં આવી હોય છે અને કલબ સ્વેચ્છાથી કોઇ પણ વખતે છુટી કરી નાંખવામાં આવે છે. જો કલબને રજીસ્ટર કરવામાં આવી હોય છે તો તેને છુટી કરવાનો હકક કોર્ટને હોય છે.



## પ્રકરણ ૨ જું

૧૮૨૭ નો મુંબઇ ઇલાકા નો રેગ્યુલેશન નં. ૨

આ પ્રકરણમાં ન્યાયની કોર્ટને ન્યાતની કઈ કઇ બાબતમાં હકુમત છે અને કયા કયા જાતના સવાલમાં ન્યાત સ્વતંત્રતા ભોગવી પોતાની વ્યવસ્થા કરી, ધારાઓ બાંધી, ધારા ભંગ કરનારને સજા કરે છે તેનો વિચાર કાયદાની દૃષ્ટિથી કરવામાં આવ્યો છે. ન્યાતના સંબંધમાં મુખ્ય ચાર કાયદા થએલા છે.

(૧) ૧૮૨૭ નો મુંબઈ ઇલાકાનો રેગ્યુલેશન નં. ૨

(૨) સીવીલ પ્રોસીજરની નવમી કલમ.

(૩) કાસ્ટ ડીસ એબીલીટીસ રીમુવલનો ૧૮૫૦ નો ૨૦ મો કાયદો.

(૪) ફોજદારી ધારાની ૪૯૯ મી કલમ.

સદરહુ રેગ્યુલેશનની ૨૧ મી કલમમાં લખ્યું છે કે દરેક દિવાની દાવા અને ફરીઆદો માટે દિવાની કોર્ટની હકુમત પહોંચશે અને આથી ન્યાતના સવાલમાં ( ફકત કે જ્યાં વાદીએ ન્યાતી કલંક યા ચારિત્રનું કલંક સામા પક્ષની ગેરવાજબી અને ગેર કાયદેસર વર્તણુંક થવા પામી નુકશાની માટે દાવો માંડયો હોય તો તે સિવાય ) કોર્ટે વચ્ચે પડવું નહિ એમ સમજવું.

સદરહુ રેગ્યુલેશનથી ન્યાતના કયા પ્રકારના દાવાઓ ચાલશે એની હદ બાંધેલી છે એટલુંજ નહિ પણ કયા આશ્રયો મળશે તેની પણ હદ બાંધેલી છે. આટલું છતાં પણ જો ન્યાતી સવાલમાં મિલ્કતના હકની માંગણી કરવામાં આવી હોય છે તો તે હકકના સંબંધમાં રેગ્યુલેશન કોઇ પણ અટકાવ મૂકી શકતો નથી. આ બાબતમાં કોર્ટને ન્યાતના સવાલથી તદન જુદીજ હકુમત છે ( જુઓ નાથુ–વિ–કેશવજી ૩ બોમ્બે લો રીપોર્ટર પાને ૭૧૮ ) વળી પ્રાગજી વિ. ગોવિંદ ( ઇડીઅન લો રીપોર્ટની ૧૧ મી બોમ્બે સીરીઝને પાને ૫૩૪ મે ) ના કેસમાં કહ્યું છે કે મિલ્કતના હકના તેમજ સાટાના ભંગના બચાવમાં જો ન્યાતના નિયમનો અથવા ન્યાતીલાપણાનો સવાલ આવી

શકતો હોય તો તે બચાવ દિવાની કોર્ટમાં ચાલશે નહિ એવું કાંઇ રેગ્યુલેશનમાં કહેલું નથી. અને ન્યાતીલાપણાને અથવા ન્યાતીલાની આબરૂને ગેર વાજબી રીતે નુકસાની પહોંચાડેલી હોય છે તો તે ન્યાતના સવાલ વિષે દિવાની કોર્ટમાં ચર્ચા ચલાવી શકાશે.

સીવીલ પ્રોસીજરની નવમી કલમમાં લખ્યું છે કે શહેરી તરિકે લગતા દરેક દાવા ચલાવવા માટે દિવાની કોર્ટને હકુમત રહેશે અને ફક્ત જે દાવા કે જે ચલાવવા સ્પષ્ટ રીતે અથવા સૂચક રીતે મનાઇ કરવામાં આવી હોય છે, તે ચલાવવામાં હકુમત રહેશે નહિ. એ કલમના ખુલાશામાં લખ્યું છે કે જે દાવામાં મિલ્કતના હક અથવા પદવીના હક માટે તકરાર કરવામાં આવી હોય છે અને જો કે તે હકનો નિર્ણય માટે પુરેપુરો આધાર ધાર્મિક ક્રિયાના સવાલના ફેંસલા પર અવલંબેલો હોય છે તે છતાં પણ તે શેહેરી તરીકે લગતો દાવો છે. આથી માલમ પડશે કે ફક્ત દાવાના પ્રકાર પર નહિ પરંતુ કાયદાથી ઓળખી શકાતા હક અને દાદ મેળવવાના હક પર પણ દાવા ચલાવવાનો નિર્ણય રહેલો છે.

ના. ૩ માટે અહીં ચર્ચા કરવી અસ્થાને છે. નં ૪ માટે જુવો પા. ૧૦



## પ્રકરણ ૩ જું.

ન્યાતના સ્વરાજ્ય પર અંકુશો

શુદ્ધ ન્યાયની પ્રેરણાથી અને ન્યાતના વિચિત્ર બંધારણને લીધે કોર્ટે ન્યાતના સ્વરાજ્ય પર કેટલાક અંકુશો મૂકયા છે. મિલ્કતના હકને તેમજ પદવીના હકને લગતા દાવાની હકુમત કોર્ટને છે તે ઉપરાંત કોર્ટ ન્યાતીલા પણાને અને ન્યાતીલાની આબરૂ પર ગેર વાજબી રીતે કરેલી નુકશાનીની ચર્ચા ચલાવી શકે છે. માટે આ સંબંધમાં આપણે ખાસ કરીને યાદ રાખવું જોઇએ કે દરેક ન્યાતે ન્યાતી રસમને અનુસરીને ચાલવું અને પોતાની સત્તાનો ઉપયોગ બહુજ સાવચેતીથી અને જુની રસમને અનુસરીનેજ કરવો અને તે રસમ વાજબી, લાંબા વખતથી પ્રચાર પામેલો, હજુ સુધી કાયમ રહેલો અને ચોકકસ રીતે ઓળખી શકાય એવો હોવો જોઇએ. જે સખસ સામે ફરીઆદ કરવામાં આવી હોય તો તે સખસને ખુલાશા આપવાને તક આપવા ન્યાતે તૈયાર રહેવું જોઇએ. ન્યાતે શુદ્ધ બુદ્ધિથી વર્તવું જોઈએ અને દ્વેષ રાખવો ન જોઇએ. આ બધી સરતોનું પાલન કરવામાં જો કાંઇ પણ ચુક થાય છે તો ન્યાતના કરેલાં કામોની ફરી તપાસ કરવાને તેમજ સવાલના ખરા પણાની તપાસ કરવા કોર્ટને હકુમત છે. વળી વહેવાર બંધની બાબત તથા ન્યાતની મિલ્કતની વ્યવસ્થાની બાબત સિવાય કોઇ પણ ન્યાતીલાના કાયદા પૂર્વક મેળવેલા હકો વધુ મતથી ઠરાવ કરી ખુંચવી લેવાની ન્યાતને સત્તા નથી. એવા ઠરાવ રદ બાતલ થશે અને કોર્ટ સદરહુ ઠરાવની અવગણના કરી અમલ કરવા તૈયાર રહેશે. વળી અમુક ન્યાતનો ધારો સત્તાની બહારનો છે અને રાજ્યની જાહેર નીતિની વિરૂદ્ધ છે, એમ નક્કી કરવાનો કોર્ટને હકુમત છે. અમુક લગ્ન ખોટું છે એમ જાહેર કરવાની ન્યાતની સત્તા તેમજ સ્રીને ફરી લગ્ન કરવાની રજા આપવાની સત્તા કોર્ટ કબુલ રાખી શકશે નહિ. વળી ન્યાતની પર-

વાનગીથી બીજું લગ્ન ખરૂં છે એવી શુદ્ધ બુદ્ધિથી માન્યતા ફોજદારી કાયદાની ૪૯૯ ની કલમના તહોમત સામું બચાવ કરી શકતા નથી. જે માણસનો વહેવાર બંધ કરવામાં આવ્યો હોય તો તે કારણથી પોતાની છોકરી પરનો વાલી તેમજ કબજાપણાનો હક તે ગુમાવતો નથી.



## પ્રકરણ ૪ થું,

ન્યાતે મેળવેલા કેટલાક હુકમનામાનો અમલ કરવા કોર્ટ અસમર્થ છે.

જે જે બાબતો કે જેમાં કોર્ટનો આશ્રય સંપૂર્ણ રીતે મેળવવો પ્રતિવાદીની અંગત ઈચ્છા વગર બની શકતો નહિ હોય તો તે બાબતોમાં વાદીના લાભમાં કોર્ટે હુકમનામું કર્યું હોય તે છતાં કોર્ટ અમલ કરવા અસમર્થ છે. દાખલા તરીકે વાદી પ્રતિવાદી પાસે હલકી નોકરી કરાવવા માટે ફરજ પાડી શકે નહિ. વાદીને ઘેર મરણ પ્રસંગે પ્રતિવાદી પર ડાઘુમાં જવા માટે ફરજ પાડી શકાય નહિ. આવી બાબતમાં વાદીના હકનો આધાર જો કે ન્યાતના જુની રીત રસમ પર રહેલો હોય છે તો પણ તેનો ઉપયોગ કરી શકાતો નથી વાદીનો એ રીત રસમ નહિ પળવાથી ન્યાતમાં મોભો ઘટે છે તો પણ તેનો ઉપયોગ કરી શકાતો નથી. ચાંપશી. વિ. જેઠાભાઈમાં કોર્ટે કહ્યું છે કે ન્યાતે આપેલા હકનો અમલ કરાવવા ફરજ પાડવા કોર્ટ હુકમ કરશે નહિ કારણ કે ન્યાત તે હક કોઇ પણ વખત પાછો લઈ શકે છે અને હુકમ તેથી નકામો બને છે. એ બાબતમાં યોગ્ય કોર્ટ ન્યાત છે. નહિ કે દીવાની કોર્ટ. આના જેવી બાબતો કે જેમાં કોર્ટ પોતે કરેલાં હુકમનામાંનો અમલ કરવા અસમર્થ છે તે બાબતો એવી છે કે જ્યાં શહેરી તરીકેનો હક વચ્ચે આવતો નહિ હોય તો ત્યાં કોર્ટ માણસની ઈમાનદારી અથવા માનતા પર દબાણ કરવા ના પાડે છે. જો કોઈ એક યજમાન અમુક ગોરને રોકવા ના પાડે છે અને ધાર્મિક ક્રિયા કરાવવા બીજાની પસંદગી કરે છે તો તેની માન્યતા અને લાગણી પર કોર્ટ કાંઈ પણ દોર ચલાવી શકતી નથી. આ બાબતમાં ગોર મનાઇ હુકમ મેળવી શકતો નથી એટલુંજ નહિ પણ નુકશાનીનો દાવો પણ બાંધી શકતો નથી. પરંતુ જો ગોરની પદવી વંશપરંપરાથી ઉતરી આવી હોય અને તે ગોરની જાગીરી જેવી થઇ પડી હોય તો ઉપરનો નિયમ લાગુ પડતો નથી અને જ્યારે ગોરે હિંદુ કાયદા મુજબ કાંઇ પણ ગુનો કર્યો હોય અથવા ગોર તરીકે કામ કરવા ના પાડી હોય ત્યારેજ ઉપલા નિયમનો અમલ કરી શકાય છે. આ બાબતનો

સંપૂર્ણ ખુલાશો કોર્ટે ઘેલાભાઈ વિ. હરગોવન (૧૩ બોમ્બે લો રીપોર્ટર પાનું ૧૧૭૧)ના કેસમાં કરેલો છે. પસંદ નહિ હોય એવા ગોર પાસે ધાર્મિક ક્રિયા કરાવવાની કાયદાથી ફરજ પાડવી અને તેમ કરવા કરાવવા માટે માત્ર એકજ કારણ બતાવવું કે બંને કુંટુંબ વચ્ચે લાંબા વખતથી ગોર યજમાન તરીકેનો સંબંધ ચાલે છે એ જો કે હાલના જમાનાના સુધરેલા વિચારના માણસને અયોગ્ય અને જુલ્મી દેખાય છે. પરંતુ જો કોઈ હિંદુ હિંદુજ રહેવા ઇચ્છતો હોય અને ધર્મના લાભ લેવા માગતો હોય તો તે લાભ સાથે રિવાજથી હિંદુ કાયદાએ વળગાડેલો બોજો પણ વ્હોરી લેવો જોઇએ. ઉપલાજ કેસમાં બીજી એક વાત કહેવામાં આવી છે તે એ છે કે જો ન્યાતે અમુક માણસને ગોર તરીકે નીમ્યો હોય અને તેથી કોઇ પણ મિલ્કત જેવા હકો તે નીમણુંકથી પ્રાપ્ત ન થયા હોય તો તેની કાયમપણી અથવા છુટાપણા વિષે ન્યાત એકલી સત્તા ધારી છે.



## પ્રકરણુ ૫ મું.

મિલ્કતના હકો.

મિલ્કત શબ્દોમાં જાહેર હકોનો સમાવેશ થાય છે અને એવા હકો માટે દિવાની કોર્ટમાં દાવાઓ મંડાશે. પરંતુ મિલ્કત આંકણી કરી શકાય એવી જોઇએ. હિંદુ કાયદા અને રિવાજોએ જુના વખતથી યજમાન વૃત્તિને એક જાતની મિલ્કત તરીકે ઓળખી શકે છે અને સ્થાવર મિલ્કતના વંશપરંપરાના હકોમાં ગણી છે. આ હક ગોરની પદવીના હકથી કે જેમાં મિલ્કતનો હક સમાયલો નથી તેનાથી જુદો પડે છે (જુઓ આગલું પ્રકરણુ)

વળી ચાંપશી વી. જેઠાભાઇના કેસમાં કહ્યું છે કે જયાં ન્યાત પોતાની મિલ્કતના સંબંધમાં કાયદા પ્રમાણે કોઇ પણ સખસને દિવાની હકો સોંપે છે (દાખલા તરીકે ટ્રસ્ટી નીમીને) તો તે પદવીના હકો તેમજ ફરજો ન્યાતી સવાલની બાબત નથી અને ન્યાતી સ્વરાજ્યની બાબત નથી. તે હકો અને ફરજો કાયદાથી ઉદ્ભવેલાં છે. તેથી તેનો અમલ કોર્ટ કરાવી શકે છે. ન્યાત ફંડોના માલીક તરીકે અથવા મિલ્કતના માલિક તરીકે માલીકપણાના તમામ હકો દરેક વ્યકિતની માફક ભોગવી શકે છે. મિલકતને વેચવા, ભાડે આપવા અને ગીરવે મુકવા સત્તા ધરાવે છે. જયારે આવી ખટપટોમાં ઉતરે છે ત્યારે કાયદો જેમ દરેક વ્યકિત પર દોર ચલાવી શકે છે. તેમ ન્યાત પણ દોર ચલાવી શકે છે. વળી ન્યાતના ફંડનાં સંબંધમાં અથવા મિલ્કતના સંબં-માં રાખેલા ચોપડા તપાસવાનો હક ન્યાતી હક નથી પરંતુ તે કાયદાની રૂએ ઉત્પન્ન થએલો હક છે.

ન્યાતની મિલ્કત.

ન્યાતની મિલ્કતને લગતા સવાલોમાં જો બે પક્ષો માલકીપણા માટે તકરાર કરતા હોય તો તે બાબતનો ફેંસલો ન્યાત કરી શકે છે કારણ કે તેમાં કોઇ અમુક માણસની માલકીનો સવાલ નથી. વળી ન્યાતની મિલ્કતની

વ્યવસ્થા કરવા ન્યાતે કરેલા ઠરાવનો કોર્ટ અમલ કરશે લાલજી વિ. વાલજી (૧૯ બોમ્બે ૫૦૭) ના કેસમાં કહ્યું છે કે લેખીત અથવા સાબીત કરેલા રિવાજો પર ઘડાયેલા બંધારણની ગેરહાજરીમાં જો નાના પક્ષ માટે મોટા પક્ષનો નિર્ણય બંધનકર્તા ગણવામાં નહિ આવે તો ન્યાતની બાબતનો કારભાર ચલાવવા માટે કોઈ બીજો રસ્તો રહેલો નથી.



## પ્રકરણ ૬ ઠ્ઠું.

વૃહેવાર બંધની બાબત અથવા ન્યાત બહારપણું.

જો ન્યાતના અમુક નિયમોનો અમલ ન્યાતની મજુંરીયાત પર એકલો રહેલો હોય અને કોઇ એવી દલીલ કરે કે તે નિયમો ન્યાતની સત્તા બહારના છે તો તે કોર્ટ સાંભળશે નહિ પરંતુ જો ન્યાતના નિયમોના ભંગ માટે એવી શિક્ષા કરવામાં આવે કે જે ન્યાતીલાના શહેરીપણાને લગતા હકની વચ્ચે આવે તો કોર્ટને તે બાબતમાં તપાસ કરવાની હકુમત રહેશે. ગુન્હેગારને મોટામાં મોટી શિક્ષા જે ન્યાત ફરમાવે છે તે ન્યાત બહાર કરવાની છે, આ શિક્ષા મોટા શહેરો કરતા નાનાં શહેરોમાં અસહ્ય લાગે છે મુખ્યત્વે કરીને ન્યાત બહાર કરવાને નીચે જણાવેલાં કારણોમાંનાં કેટલાંક હોય છે.

(૧) ધર્મ બદલવો.

(૨) નીચ લોકોની સંગત કરી નીચ ખોરાક પાણી લેવાં.

(૩) ન્યાત બહાર મુકેલા સાથે વહેવાર રાખવો.

ન્યાત બહાર થવાથી નીચેના પરિણામો આવે છે

(૧) ન્યાતીલાઓ તેની સાથે જમવા ના પાડે છે.

(૨) ન્યાતીલાઓ તેને ન્યાતી ભોજન વખતે જમવા તેડતા નથી.

(૩) તે પોતાના છોકરાં ન્યાતમાં પરણાવી શકતો નથી.

(૪) પરણેલી છોકરીઓ પણ જોખમ વગર ઘેર મળવા આવી શકતી નથી (પરંતુ છોકરીઓને સ્ત્રી તરીકના લગ્નના હકોમાંથી મુકત કરી શકતા નથી.)

(૫) ન્યાત ગોર જીવતાં અને મરતાં તેનું કોઈ પણ ધાર્મિક કાર્ય કરશે નહિ.

(૬) મરણ પ્રસંગે ન્યાતીલાઓ ડાઘુ તરીકે એને ઘેર જશે નહિ.

ન્યાત બહાર મુકાયલો ધણી જો સ્ત્રી પર લગ્નના

હક મેળવવા દાવો બાંધે છે, તો સ્ત્રી એમ કહી શકે છે કે ધણીએ લગ્ન વખતે જે ન્યાતમાં રહી લગ્ન કર્યું છે, તે ન્યાતમાં પાછો દાખલ થાય તોજ કોર્ટે મને એને ઘેર જઈ સ્ત્રી તરીકે રહેવા ફરજ પાડવી. (બાઈ ૯૭ણા—વિ-ઝીણા ૯ બોમ્બે લૉ રિપોર્ટર પાને ૪૫૧)

ન્યાત વહેવાર બંધ થોડો અથવા સંપૂર્ણ હોય છે તે થોડા વખત માટે અથવા હંમેશ માટે હોય છે, તે હુકમ કાંતો ન્યાતગોર કહે છે કાંતો ન્યાત ભેગી મળી સભામાં કહે છે. જો વહેવાર બંધ થોડો કરવામાં આવ્યો હોય તો તે ફકત તે માણસનોજ વહેવાર બંધ છે પરંતુ તેની સ્ત્રી તથા છોકરાં ન્યાતના દરેક વહેવારમાં રહે છે એમ સમજવું. સંપૂર્ણ વહેવાર બંધથી તેના આખા કુંટુંબ સાથે વહેવાર બંધ કરવામાં આવે છે. ઉપર કહ્યા મુજબ વહેવાર થોડો બંધ હોય છે તો તેમાં કોર્ટ વચ્ચે પડી શકતી નથી, પણ સંપૂર્ણ વહેવાર બંધની બાબતમાં કોર્ટનો હુકમ છે એ નિર્વિવાદ છે. દિવાની કોર્ટ એમ તપાસ કરે છે કે ન્યાત બહારનો હુકમ યોગ્ય કારણસર અને યોગ્ય તપાસ કર્યા પછી કરવામાં આવ્યો છે કે નહિ અને જો એમ કરવામાં આવ્યો હોય તો કોર્ટ તે હુકમને માન આપવા બંધાયલી રહેશે. ન્યાત બહાર પણા માટે ન્યાત સામે પગલાં નીચે જણાવેલા ત્રણ રૂપમાં લઈ શકાય.

(૧) ફોજદારી કાયદાની ૪૯૯ મી કલમ મુજબ.

(૨) બદનક્ષીથી થએલી નુકસાનીનો દાવો બાંધી.

(૩) ન્યાતમાં પાછા દાખલ થવા માટે દાવો બાંધી.

મુંબઈ ઇલાકામાં ૧૮૨૭નો રેગ્યુલેશન ત્રીજા પ્રકારનાં પગલાં લેવા અટકાવ મૂકે છે. ત્રીજા પ્રકારની બાબતમાં જો મિલ્કતને અથવા પદવીને લગતા સવાલો સમાયલા ન હોય અને માત્ર ન્યાત બહાર ઘેર કાયદેસર છે અને તેથી વાદી ન્યાતમાં કાયમ રહી દરેક વહેવાર માટે હક ધરાવે છે એ માટે ડેકલેરેશન માંગવામાં આવ્યું હોય તો તેવો દાવો દિવાની કોર્ટમાં ચાલી શકતો નથી તે છતાં પણ ન્યાતે એ બાબતમાં શુદ્ધ બુદ્ધિથી ચાલી, ન્યાતની સભા

બોલાવી, તેને બચાવ કરવાની તક આપી, બચાવ પુરેપુરો સાંભળ્યા પછી, ન્યાતના રિવાજનો અને નિયમનો ભંગ કર્યો છે, તેની ખાત્રી કર્યા પછી ન્યાતના રિવાજો અને નિયમને અનુસરીને ઈન્સાફ આપવો અને જો આ પ્રમાણે કામ કરવામાં આવ્યું હોય તો સાચો ન્યાય મળ્યો કે નહિ તે સવાલમાં કોર્ટે નહિ ઉતરતાં ન્યાતે પોતાની સત્તામાં રહી ઇન્સાફ આપ્યો છે. માટે તે હકુમતમાં પડવું નહિ એવા અનુમાન પર આવવું.

નુકશાનીના દાવામાં કોર્ટને હકુમત છે. પરંતુ તે હકુમત માટે નીચેનો કાયદો કેટલાએક અંકુશો મૂકે છે. જો ન્યાતીલાએ શુદ્ધ બુદ્ધિથી અને ન્યાતી હિત સાચવવા માટે અને ન્યાતની ફરજ અદા કરતાં કોઈ પણ ન્યાતીલાની આબરૂની બદનક્ષી થઈ હોય તો તેને માટે ન્યાતીલા પર નુકશાની માગવાનો હકક થતો નથી. જો ઉપલીજ જરૂરીઆતો પળાઇ હોય તો તેના પર મુકેલાં તહોમતો ખરાં છે કે ખોટાં છે તે જરૂરની બાબત નથી, જો તહોમતો ખોટાંજ હોય પરંતુ પ્રતિવાદી એમ સાબીત કરે કે તેઓએ પ્રમાણિકપણે ન્યાતનું હિત સાચવવા માટે ફકત ન્યાતમાંજ તહોમતો મૂકયાં છે, અને ન્યાયની બહાર કોઇ સખસ આગળ મૂકયાં નથી તો તેઓ કાયદાથી મળેલી છુટમાં રહેલા ગણાય છે.

